બાળગ્રંથાવળી :: ત્રીજી શ્રેણી :: ૧૬

# સાચો શણગાર—શીલ

: લેખક :
ધીરજલાલ ટોકરશી શાહ

:: બાળગ્રંથાવળી કાર્યાલય, અમદાવાદ ::

બાળગ્રંથાવળી ત્રીજી શ્રેણિ ૧૬.

# સાચો શણગાર-શીલ

: લેખક :

ધીરજલાલ ટોકરશી શાહ.





આવૃત્તિ પહેલી ∴ સંવત ૧૯૮૭

મૂલ્ય સવા આનો.

# સાચો શણગાર—શીલ.

: ૧ :

શીલવતીને સાસરે વળાવતાં જિનદત્તશેઠની આંખમાં આંસુ આવ્યાં. જાણે તેમના જીવનનું અમુલ્ય ધન કોઇને આપી દેવું પડતું હોય એમ તેમને લાગ્યું. જો તેમનું ચાલતું હોત તો તે શીલવતીને કદી છૂટી પાડવાનો વિચાર સરખો પણ ન કરત. પરંતુ દુનિયાની રીત એવી છે કે પુત્રી યોગ્ય ઉંમરની થાય એટલે સાસરે જાય, પછી તે ગમે તેવી ગુણિયલ ને ઘરના શણગાર રૂપ હોય.

શીલવતીના શિક્ષણ પાછળ જિનદત્ત શેઠે અઢળક ધન ખર્ચ્યું હતું. તે જાણતા હતા કે પુત્ર જેટલી પુત્રીને પણ શિક્ષણની જરૂર છે. અથવા એક રીતે પુત્ર કરતાં પુત્રીને શિક્ષણની વધારે જરૂર છે; કારણકે ભવિષ્યની તે ગૃહલક્ષ્મી છે. કુટુંબનાં સુખદુઃખનો આધાર તેના શીલ પર રહેવાનો છે. ભવિષ્યની પ્રજા એના ખોળામાં ઉછરવાની છે. એથી શીલવતીને અનેક કળાઓ શીખવી હતી. ઉપરાંત એનું શીલ (ચારિત્ર) ઘડવામાં ખાસ લક્ષ આપ્યું હતું. શીલવતીનો વિનય ને શીલવતીની વિદ્યા, શીલવતીનું રૂપ ને શીલવતીનું વય એ બધું જોતાં જિનદત્ત શેઠને આવી લાગણી થાય એ સહજ હતું. પરંતુ એ દુઃખની ઉંડાણમાં એક સુખ રત્ન ધીમો પ્રકાશ ફેંકી

રહ્યું હતું. તેમને થતું હતું કે પતિ સર્વ રીતે યોગ્ય મળ્યો છે એટલે દંપતિનું જોડલું સુખી થશે ને મારૂં હૈયું ઠારશે.

શીલવતી સ્ત્રીની ચોસઠે કળામાં નિપુણ હતી. ઉપરાંત શુકનશાસ્ત્રનો તેણે ગજબ અભ્યાસ કર્યો હતો. ત્રણ પ્રકારના શુકનને તે જાણતી હતીઃ ક્ષૈત્રિક, યાત્રિક ને આગંતુક. ક્ષૈત્રિક શુકનના જ્ઞાને કરી અમુક ઠેકાણે અમુક જાતનું પક્ષી કે પ્રાણી છે, તે અમુક બોલે છે, તેનું શું ફળ મળશે, તે જાણી શકે. યાત્રિક શુકન ઉપરથી માર્ગમાં ચાલતાં ડાબી બાજુએ કે આગળ પાછળથી અમુક જાનવર ગયું કે અમુક હાવભાવ કરતા માણસ ગયા તેનું શું ફળ મળશે તે જાણી શકે. અને આગંતુક શુકનથી અમુક દિશામાં અમુક બનાવ બન્યો, અમુક અમુક કામ થયું, તેનું શું ફળ મળશે તે જાણી શકે.

શીલવતીએ સાસરે આવતાં ઘરનો બધો ભાર ઉપાડી લીધો ને સાસુ સસરાનાં નેત્ર ઠર્યાં. પોતાના પતિને તો તે આંખની કીકી સમાન થઈ પડી. આવતી વહુ આટલો પ્રભાવ પાડે એ અસાધારણ તો ખરૂંજને !

એક વખત શીલવતી પોતાના શયનાગારમાં સૂતી છે. તે વખતે શીયાળીઆંનો અવાજ સાંભળ્યો. પશુ પક્ષીની બોલીનો ભાવાર્થ તે સારી રીતે સમજી શકતી. એટલે તેના બોલવાનો અર્થ સમજી ગઈ કે પ્રવાહમાં એક મડદું તણાતું આવે છે. તેની કેડે પાંચ ક્રોડના પાંચ રત્ન છે. જેને લેવાની ઈચ્છા હોય તે આવે ને મડદું મને આપી ધન લઇ લે.

શીલવતીને વિચાર આવ્યો કે સસરાના ઘરમાં એટલું બધું ધન નથી એટલે આ ધન ખુબ કામ લાગશે. માટે પતિને અથવા મારા સસરાને આ વાત કરૂં ? પણ અત્યારે મારી વાત એ માનશે નહિ ને ધન ચાલ્યું જશે. માટે જાતે જઈને એકલીજ લાવું ને પછી જ બધાંને દેખાડીશ. આમ વિચાર કરી માથે પાણીનો ઘડુલો મૂકી ચૂપકીથી તે ઘરની બહાર નીકળી.

નદી કિનારે જઈને જોયું તો બરાબર એમજ નીકળ્યું. તે રત્નો લઇને પાછી આવી. સવારે પતિને બતાવીશ એમ વિચારી પથારી નીચે મૂકી સુઇ ગઇ.

શીલવતીનો સસરો આ વખતે જાગતો હતો. તે શીલવતીને જતી આવતી જોઈ બહુ ખેદ પામ્યો. આ વહુ અત્યારે કવખતે બહાર જઇ આવી. એથી એના ચારિત્રમાં જરૂર એબ હશે. આવી વહુ ઘડીકે ઘરમાં કેમ રખાય ? માટે કોઈપણ જાતનો મારા કુળને ડાઘ બેસે તે પહેલાંજ પિયર મૂકી આવું. સવારે તેના પતિ અજિતસેનને વાત કરી. એને પણ મનમાં શંકા પેઠી ને શીલવતીને પિયર મોકલવામાં સંમતિ આપી.

શીલવતીએ જાણ્યું કે મારી ભૂલ થઈ. મારા પતિ તથા સસરાના મનમાં મેં નાહક શંકા ઉપજાવી. પણ હવે તેનું નિવારણ થાય ત્યાં સુધી રાહ જોવી.

સસરો રથ જોડીને સારથિ બન્યો ને શીલવતીને પિયર મૂકવા ચાલ્યો. ગામ બહાર આવતાં શીલવતીએ એક દુર્ગા પક્ષીને થોડે દૂર ઉડીને બોલતાં જોઈ. તેના

મોઢામાં કાંઇક ભક્ષ્ય પદાર્થ પણ જોયો. એટલે અનુમાન કર્યું કે શુકન ઘણા સારા થાય છે. નક્કી અર્ધા મારગેથી પાછું વળવું પડશે. તેના મનમાં આનંદ થયો.

સસરો રથ ઝપાટાબંધ હાંકયે જાય છે. એવામાં એક ખુબ ફૂળેલું મગનું ખેતર આવ્યું. તે જોઇ તે બોલ્યો: આ ખેતરના ધણીને ઘણું ધાન્ય થશે. ત્યારે શીલવતીએ કહ્યું: એ સાચું પણ એ ધાન્ય ધણી ખાશે નહિ. સસરો વિચારવા લાગ્યો: ખેતરનો ધણી હોય તે થોડું ઘણું ધાન્ય તો ખાય. છતાં આ વહુ આમ કેમ બોલે છે! તે અવળા-બોલી ને અવિનીત લાગે છે. અત્યાર સુધી હું તેને ઓળખી ન શકયો. આગળ જતાં સસરો બોલ્યોઃ વહુ! ઘણા કાદવવાળી નદી આવે છે માટે રથ પાણીમાં ચાલી શકશે નહિ. એટલે હેઠાં ઉતરો ને મોજડી ઉતારી નદી ઓળંગો. શીલવતી રથથી નીચે ઉતરી પણ મોજડી ઉતારી નહિ. સસરાએ ફરીવાર કહ્યું: વહુ! મોજડી બગડશે માટે ઉતા-રીને આવો. પણ શીલવતી મોજડી સહિત પાણી ઉતરી. સસરાના મનમાંથી તેનું માન વધારે ઓછું થયું. પોતે કરેલું અનુમાન સાચું છે તેની ખાતરી થઇ. આગળ જતાં કોઇ સુભટ મળ્યો. તેના શરીરે ઘણા ઘા પડેલા હતા. આ જોઇ સસરો બોલ્યો: શું શૂરવીર સુભટ છે ને! શીલવતી કહે, આના જેવો કાયર કોણ હશે! કુતરાની પેઠે કુટાયો છે. સસરો આ સાંભળી વધારે ખેદ પામ્યો કે આ દુષ્ટા હું બોલું છું તેથી અવળુંજ બોલે છે. એને કાંઇ વળવિવેકની ખબર નથી.

આગળ જતાં એક દેવાલય આવ્યું. તે જોઇ સસરાએ ઉદ્ગાર કાઢયા: વાહ ! કેવું ઉત્તમ દેવાલય છે ને ! શીલવતી કહે, એ ઉત્તમેય નથી ને આપણા કામનુંયે નથી. એ સાંભળી સસરો તો ખુબ ક્રોધે ભરાયો. આગળ ઉપર એક મોટું શહેર આવ્યું. સસરો કહે, આ મોટું વસ્તીવાળું શહેર છે માટે ચાલો અહીં એક રાત રહીએ.” શીલવતી કહે, મને તો નિર્જન જંગલ જેવું લાગે છે માટે ચાલો આગળ જઇએ. શેઠને થયું કે જેમ બને તેમ આ અવળાબોલી વહુને હવે વહેલી પિયર ભેગી કરવી. એથી આગળ ચાલ્યો. રસ્તામાં એક નાનું સરખું ગામડું આવ્યું. ત્યારે શેઠ કહે, આ ઉજ્જડ જેવું ગામડું છે. શીલવતી કહે, અહીંનો વાસ બહુ શ્રેષ્ઠ છે. સસરાને તો ખાતરીજ થઇ હતી કે હું બોલીશ તેથી આ વહુ અવળુંજ બોલશે અને નજરે જોયેલી વાતથી જૂદું બોલે છે એટલે તે જુઠ્ઠી પણ જણાય છે. એવામાં એ ગામડામાંથી કોઇ વાણીઆ નીકળ્યા. શીલવતીના એ મામા હતા. તેણે શીલવતી તથા તેના સસરાને જોઇ ખુબ આગતા-સ્વાગતા કરી ને જમણ જમાડયાં. પછી રાત ગાળીને આગળ જવાની વિનંતિ કરી. પણ શેઠના મનને નિરાંત ન હતી. એમણે તેમનો આગ્રહ સ્વીકાર્યો નહિ. તે તો આગળજ ચાલ્યા. હવે તાપ ખુબ પડતો હતો એટલે આરામ લેવા એક વડ પાસે રથને છોડયો. ત્યાં શેઠ વડની છાયામાં જઇને બેઠા. શીલવતી રથની છાયામાં બેઠી. સસરો કહે, વહુ ! આ વડની છાયામાં બેસો. છતાં જાણે સાંભળ્યું જ ન હોય એમ કરી શીલવતી ત્યાંજ બેસી

રહી. થોડી વારમાં પાસેના કેરડાપર એક કાગડો બોલ્યો. તેનો કહેવાનો અર્થ સમજી શીલવતી બોલી: એક અનર્થનું ફળ તો હું ભોગવું છું. હવે બીજો અનર્થ કરૂં તો પિયર પણ ન પહોંચું.

શેઠ આ સાંભળી વિચારમાં પડયા. આમાં કંઈ ભેદ છે. તેણે પૂછ્યું: શીલવતી તેં એ શું કહ્યું? શીલવતી કહે, પિતાજી! કાંઈ નહિ. અત્યારે મારૂં નસીબ રૂઠયું છે. સસરો કહે, પણ તું વાત તો કર. શીલવતીએ પછી પાંચ રત્નની વાત કહી ને હજી તે રત્નો પોતાની પથારી નીચે પડયાં છે એમ જણાવ્યું. એ રત્નને માટે તો આ પિયર જવું પડે છે ને હજી આ કાગડો કહે છે કે કેરડા નીચે દાટેલું ધન છે તે કોઇ કાઢી લ્યો ને હું ભુખ્યો છું માટે મને ભોજન આપો. મેં કહ્યું: હવે મારે એ ધનનો ખપ નથી ને તને ભોજન પણ દેવું નથી. શેઠ તો વાત સાંભળી તાજુબ થયા. વહુનું કહેવું સાચું છે કે નહિ તે તપાસવા ઓજારો લાવી જમીન ખોદી તો તેમાંથી ઘણું ધન નીકળ્યું. શેઠને ખાતરી થઇ કે વહુ તો બહુ જ્ઞાની છે. તેના કહેવામાં ઉંડું રહસ્ય હશે. હું એને અવળાબોલી સમજતો હતો તે મોટી ભુલ હતી. પછી રથમાં બેસાડી રથ ઘર ભણી હંકાર્યો. રસ્તે પૂછ્યું: શીલવતી! તું આવી જ્ઞાની છે છતાં અવળું કેમ બોલી? શીલવતી કહે, "તમે કહ્યું હતું તે સાચું હતું પણ મારૂં કહેલું પણ વિચારો. ખેતરના ધણીચે પારકું ધન લઇને ખેડ કરેલી તેથી દોઢું બમણું અનાજ આપવું પડે ને લેણિયાત બધું લઇ જાય. એટલે ધણીના હાથમાં શું આવે?

નદી ઉતરતાં મોજડી ન કાઢી તેનું કારણ એ હતું કે અણજોયા મારગે અડવાણા પગ કેમ મૂકાય. ત્યાં કાંકરા હોય તે વાગે. અને મોજડી તો સુકવી નંખાય ને બહુ થાય તો નવી પણ લવાય. કાંઈ પગ નવા લવાય નહિ. સુભટે ઘા ઘણા ખાધા હતા પણ તે પીઠ પર. બહાદુર ત્યાં ઘા ખાય નહિ. માટે તે નક્કી કાયર હશે. જંગલમાં શૂન્ય દેવાલય હોય તે ચોર કે વ્યભિચારીને રહેવાનું ઠેકાણું હોય. ને શહેર ગમે તેટલું મોટું હતું પણ ત્યાં કોઇ આપણું સ્નેહી ન હતું એથી નિર્જન અરણ્ય જેવું કહ્યું. પેલું ગામડું હતું પણ તેનો વાસ શ્રેષ્ઠ એટલા માટે કહ્યો કે ત્યાં મારા મામા વાસ કરતા હતા. તેઓએ આપણી કેટલી આગતા સ્વાગતા કરી ? વડની હેઠે નહિ બેસતાં રથની છાયામાં બેસવાનું કારણ એ હતું કે ત્યાં ઘણાં પંખી બેઠાં હતાં. તે માથા પર ચરકે એથી રથની છાયામાં બેસવુંજ સારૂં. ”

શેઠ આ બધું સાંભળી પોતાની ટુંકી બુદ્ધિ માટે ખેદ પામ્યો ને શીલવતી માટે તેના મનમાં પૂજ્યભાવ પેદા થયો.

હવે ગામમાં પેસતાં તેતર બોલ્યું. તેથી શીલવતીએ અનુમાન કર્યું કે નક્કી મારી કીર્તિ ઘણી વધશે. રથ જ્યારે ઘર આગળ આવ્યો. ત્યારે અજિતસેન શીલવતીને આવેલી જોઇ ક્રોધાયમાન થયો ને પિતાને કહેવા લાગ્યો: તમે એને કેમ પાછી લાવ્યા ? એના મીઠા મીઠા વચનોથી ભોળવાઇ ગયા કે શું ? શેઠ કહે, “એતો સરસ્વતી અને લક્ષ્મીનું સ્વરૂપ છે, આપણા ઘરની કુળ દિપીકા છે. એની

ખાતરી કરવી હોય તો તારી પથારી નીચે મૂકેલાં પાંચ રત્નો જો. વળી આ રથમાં પણ ધન પડયું છે તે જો.” પછી બધી વાત કહી. અજિતસેન આ બધું સાંભળી શરમાઇ ગયો ને શીલવતીને ખરાબ વચનો કહ્યાં હતાં તે બદલ ક્ષમા માગી.

શીલવતી તો શીલના ભંડાર સમી હતી. તેના હૃદયમાં ક્રોધજ હતો નહિ. પછી માફી આપવાની વાત જ કયાં ? છતાં મધુર વચનથી બનેલો બનાવ ભૂલી જવા સહુને વિનવ્યા ને ફરી સહુ આનંદ કરવા લાગ્યા.

: ૨ :

દીવી હોય તો અંધકારમાં એનો ઉપયોગ કોણ ન કરે ? અજિતસેન પણ એવુંજ સમજી દરેક બાબતમાં શીલવતીની સલાહ લેતો ને બનતું પણ એવું કે શીલવતીની સલાહ આબાદ સાચી પડતી.

એક વખત અજિતસેન રાજસભામાં ગયો. ત્યાં રાજાએ ચતુર માણુસની પરીક્ષા કરવા એક સવાલ પૂછયો, “મને પાટુ મારે એને શું કરવું ?” બધા બોલ્યા: શિક્ષા કરવી. એક અજિતસેન ચૂપ રહ્યો. તેણે કહ્યું: એ પ્રશ્નનો હું કાલે જવાબ આપીશ. ઘેર આવી તેણે શીલવતીને વાત કહી. શીલવતી કહે, “એને ભારે શીરપાવ આપવો. પોતાની સ્ત્રી કે પુત્ર સિવાય રાજાને કોઇ પાટુ મારી શકે નહિ.” અજિતસેને એજ પ્રમાણે ઉત્તર આપ્યો. એટલે રાજાએ તેની બુદ્ધિની વધારે પરીક્ષા કરવા કહ્યુ: મારો હાથી છે તે તોળી લાવો. અજિતસેને શીલવતીની સલાહ

લઇ તેણે બતાવેલા ઉપાય પ્રમાણે હાથીને વ્હાણ ઉપર ચઢાવ્યો. તેના ભારથી વ્હાણ જેટલું પાણીમાં ડુબ્યું ત્યાં નિશાન કર્યું. પછી હાથીને ઉતારી મૂકયો ને તે વહાણમાં પથરા ભરવા માંડયા. જ્યારે વહાણ કરેલા નિશાન સુધી પાણીમાં ઉંડું ગયું ત્યારે પથરા ભરવા બંધ રાખ્યા. પછી તે પથરાને જોખી હાથીનું વજન કહી આપ્યું.

એક વખત એક વાણીઆએ આવી રાજા આગળ ફરિઆદ કરીઃ મહારાજ ! મારા એક મિત્રને ઘર સોંપી હું પરદેશ ગયો હતો. પાછળથી તેણે મારૂં બધું ધન લઇ લીધું ને મારી સ્ત્રીની સાથે ખરાબ રીતે વર્ત્યો. હું ઘેર આવ્યો ત્યારે તેણે મને પૂછયું કે તમે કાંઈ નવીન વાત જાણી ? મેં કહ્યુંઃ અહીંથી થોડે દૂર એક કુવામાં રસે ભરેલું ફળ ભારે છતાં તરતું જોયું. મારો તે મિત્ર બોલ્યોઃ તે વાત સાચી હોય નહિ. મેં કહ્યુંઃ તદ્દન સાચી છે. એટલે તેણે કહ્યુંઃ શરત માર કે જો તે વાત સાચી ન હોય તો તારા ઘરમાંથી બે હાથે જેટલું લેવાય તેટલું લેવું. મેં શરત કબુલ કરી. પણ રાત્રે તે છાનોમાનો કુવા આગળ ગયો ને ફળ કાઢી લાવ્યો. હવે મારા ઘરમાંથી બે હાથે લઇ શકાય એવી વસ્તુ લેવા દેવાની માગણી કરે છે. માટે શું કરવું ? રાજાએ એનો નિકાલ કરવાનું કામ અજિતસેનને સોંપ્યું. અજિતસેને શીલવતીની સલાહથી તે વાણીઆને શિખામણ આપી કે તારી વસ્તુઓ મેડા ઉપર ચઢાવ અને દાદરો બંધ કરી ત્યાં એક નીસરણી મૂક. વાણીએ તે પ્રમાણે કર્યું. પેલો લુચ્ચો મિત્ર આવ્યો. ઘરમાં નીચે કાંઈ ન દેખ્યું એટલે ઉપર ચડવા ગયો. નીસરણી છાતી

સરસી મૂકેલી એટલે બે હાથે પકડી. જ્યાં તે એક પગથીયું ચઢયો કે વાણીઆએ કહ્યું: તારો ઠરાવ પૂરો થયો. તેં બે હાથે પહેલાં નીસરણી પકડી છે. માટે તે લઈ જા. પેલા ભાઇ બરાબર ફસાઈ ગયા ને નીસરણી લઇને વિદાય થયા.

અજિતસેનની બુદ્ધિ જોઈ રાજાએ તેને પ્રધાન બનાવ્યો. હવે રાજાના કામકાજમાં અજિતસેન ખુબ ગુંચવાયો. બરાબર ઘરમાં ધ્યાન આપી શકે નહિ. આ જોઈ એક વખત શીલવતીએ કહ્યું: સ્વામીનાથ! તમારી ઘરમાં ખુબ ગેરહાજરી રહે છે ને ઘણા માણસો કામ માટે અહીં આવે છે. તો કોઈ દિવસ મારા પર શંકા થશે. માટે હું એક કમળનું ફૂલ આપું છું. તે જ્યાં સુધી તાજું ને તાજું રહે ત્યાં સુધી આપે સમજવું કે મારૂં શિયળ અખંડ છે. ને જો એ કરમાય તો સમજજો કે મારૂં શિયળ ભંગ થયું છે. અજિતસેન એ કમળ લઈ ખુબ આનંદ પામ્યો. હંમેશાં એવું ને એવું કમળફૂલ જોઈ વિચારવા લાગ્યો: અહા! શિયળનો શું મહિમા છે! આ ફુલ જે ગરમ શ્વાસ અડતાં કરમાય તે પણ શિયળના પ્રભાવથી કરમાતું નથી! ખરેખર! આવા બનાવો બીજા પણ કયાં બન્યા નથી? સતી સુભદ્રાએ શિયળના પ્રભાવથી કાચા સુતરના તાંતણે ચાળણી વડે જળ કાઢી ચંપા નગરના દરવાજા ઉઘાડયા હતા. સુદર્શન શેઠને શુળી પણ સિંહાસન બની હતી. સતી સીતાને ચિતા પણ અડી શકી ન હતી. આમ શિયળના પ્રભાવથી જ બને છે.

એક વખત રાજાએ કોઇ શત્રુને જીતવા ચઢાઇ કરી. અજિતસેનને સાથે જવું પડયું. રસ્તામાં રણ જેવો મુલક આવ્યો. ત્યાં અજિતસેનના હાથમાં તાજું કમળનું ફૂલ રાજાએ જોયું. એટલે ક્યાંથી મળ્યું તે વાત પૂછી. અજિતસેને જેવી હતી તેવી વાત કહી દીધી. રાજાને ગળે એ ઉતર્યું નહિ. તેને બીજા ચાર પ્રધાનો હતા. મહા કપટી ને ખુશામતીઆ. રાજાએ તેમનો અભિપ્રાય પૂછયો. એટલે તેઓ બોલ્યા: એવી સતી હોઈ શકે જ નહિ. એતો બધાં સ્ત્રી ચરિત્ર છે. જો આપની આજ્ઞા હોય તો તેનું પારખું કરી બતાવીએ. રાજા કહે, "હા, તેનું પારખું કરો."

તે ચારે જણા છેલબટાઉનો વેશ પહેરી ગામમાં આવ્યા. કોઈ દૂતી જોડે શીલવતીને ભેટો મોકલાવી પ્રેમની માગણી કરી. શીલવતી સમજી કે આ તો સ્વામીની ગેરહાજરીમાં મારી પરીક્ષા કરવા આવ્યા લાગે છે. માટે એમને પુરેપુરો ચમત્કાર બતાવવો. તેણે દૂતીને જવાબ આપ્યો: જો એક લાખ ટકા ધન આપવા તૈયાર હોય તો આજથી પાંચમા દિવસે વારા ફરતી અકેક પહોર આવવું. પેલાએ તે કબુલ કર્યું. અહીં શીલવતીએ ઘરની વચ્ચે પલંગ જેવડો ખુબ ઉંડો ખાડો ને ઉપર પાટી વિનાનો પલંગ મૂકી મોટી ચાદર બીછાવી. પાંચમા દિવસે રાત પડી ને પહેલો પહોર થયો એટલે એક જણ લાખ ટકા લઇને આવ્યો. શીલવતીએ તેની ધનની પોટલી લઇને કહ્યું: પધારો, પધારો, અહીં બિરાજો.

જેવા તે ભાઇ પલંગ ઉપર બેઠા કે ખાડામાં જઈ પડયા. હાડકાં પાંસળાં ખુબ ખોખરાં થઈ ગયાં પણ શરમના માર્યા મનમાં શમશમીને રહ્યા. તેણે વિચાર કર્યો કે જો હું બૂમ મારીશ તો બીજા છટકી જશે ને મારી એકલાની જ ફજેતી થશે. માટે હવે જે બને તે જોયા કરવું.

બીજો પહોર થયો એટલે બીજો આવ્યો. તેની પણ એજ વલે થઇ. એમ ચારેને ખાડામાં પાડી શીલવતીએ બરાબર પોતાની બુદ્ધિનો પરચો બતાવ્યો. તે ભૂખ્યા ન મરી જાય માટે અંદર કોદરા વગેરે રાંધીને આપવા લાગી. બિચારા ચારે પ્રધાન તો ભયંકર કેદખાનામાં પડયા. તેમને તો જીવતા મુવા જેવું થયું.

: ૩ :

શીલવતી તેમને હંમેશાં થોડી થોડી વાત સંભળાવા લાગી: અરે મૂર્ખો ! પોતાની સ્ત્રીથી સંતોષ ન પામતાં પરસ્ત્રીગમન કરવાનો વિચાર તમે કેમ કર્યો ? તેનાં ભયંકર ફળો શું તમારે કાને આજ સુધી પડયાંજ નથી કે તમે સ્વભાવથીજ દુષ્ટ છો ? પરસ્ત્રીગમન કરનારને નારકીનાં દુઃખ ભોગવવાં પડે છે એ શું ભૂલી ગયા ? એ દુઃખ જેવું દુઃખ આ દુનિયામાં છે નહિ. છતાં તેનો કાંઈક અનુભવ તમને આ કેદખાનામાં થશે. આ લોક ને પરલોક બંનેમાં દુઃખદાયી પરસ્ત્રીગમન હવે ભૂલી જશો કે નહિ ? પેલા પ્રધાનો કહે, "મહાસતી ! ભૂલી ગયા. અમે સિંહણની આળ કરી, સાપના રાફડામાં હાથ ઘાલ્યો. પણ હવે જવા દો. શીલવતી કહે, બરા-

બર વખત આવવા દો ત્યાં સુધી તમારે તમારી પાપી પ્રવૃત્તિનું ફળ ભોગવવુંજ પડશે. તે પ્રધાનો બિચારા દયામણા થઇને માથું કુટવા લાગ્યા: હાય! અમારા જેવા મૂર્ખ કોણ હશે? કુતૂહલ માત્રથી એક સતી સ્ત્રીનું શીયળ લૂંટવા આવ્યા. ધિક્કાર હો અમને. શીલવતી કહે, બહાર નીકળીને કદી આવું કરશો? પ્રધાનો કહે, દેવી! આ જીંદગીમાં તો કદી હવે એવી દૃષ્ટિ થશે નહિ. મહેરબાની કરી અમને બહાર કાઢો.

શીલવતીએ છ માસ સુધી તેમને એ જ કેદખાનામાં રાખ્યા. દરમ્યાન તેમના શરીર પર એકલાં ચામડાં ટટળવા લાગ્યાં. શીળવતીને તો દુનિયામાં આ દાખલો બેસાડવો હતો. એટલે તેમને છોડવાના યોગ્ય સમયની રાહ જોવા લાગી.

: ૩ :

રાજા લડાઇમાંથી પાછો ફર્યો. મોટો રાજદરબાર ભરાયો. તે વખતે શીલવતીએ ચારે જણને કબાટના ચાર ખાનામાં મુકી તે કબાટ રાજસભામાં મોકલાવ્યું ને કહેવરાવ્યું કે આપના વિજયની ખુશાલીમાં આ ભેટ મોકલી છે. તે સભા વચ્ચે ઉઘાડીને સ્વીકારવા કૃપા કરશો.

રાજાએ સભા વચ્ચે કબાટ ઉઘાડ્યું તો તેમાંથી દુકાળીઆ જેવા શરીરવાળા ને લાંબાં દાઢાંવાળા પેલા ચાર પ્રધાન નીકળ્યા. એ જોઇ કોઇને હસવું આવ્યું ને કોઇને દયા આવી. રાજાને શીલવતીના શિયળની પૂરી ખાત્રી થઇ ગઈ. તેણે સભા વચ્ચે તેની વાત કહી સંભળાવી. એ

સાંભળતાંજ સર્વ એકી અવાજે બોલી ઉઠયા: ધન્ય છે સતી શીલવતીને ! પણ પેલા પ્રધાનોની સ્થિતિ બહુ બુરી થઇ. તેઓ મ્હોં સંતાડીને બિચારા પલાયન કરી ગયા.

: ૪ :

કોઈ જ્ઞાની મુનિએ શીલવતી તથા અજિતસેનનો પૂર્વ ભવ કહ્યો. આથી તેમનું મન સંસારમાંથી ઉઠી ગયું ને આત્માના કલ્યાણ કરવાના મનોરથ થયા. એક વખત વીર્યનો ઉલ્લાસ થતાં બંનેએ ત્યાગવ્રત સ્વીકાર્યા ને અખંડ બ્રહ્મચર્ય તથા બીજા ચાર મહાવ્રતો પાળી પોતાની જાતને ધન્ય માનવા લાગ્યા. તેઓ જ્યાં જતા ત્યાં એકજ ઉપદેશ આપતા: સોનું ને રત્ન તથા મણિ-મુકતા તે સાચો શણગાર નથી પણ સાચો શણગાર શીલ છે. તેનું બરાબર આરાધન કરનાર ભવસાગરને તરી જાય છે.

બ્રહ્મચર્યના અર્થમાં કે ચારિત્રના અર્થમાં પણ શીલ એ મોક્ષ સુખનું કારણ છે એમ કોણ નહિ કહે?

---

# :: બાળ ગ્રંથાવળી ::

| પ્રથમ શ્રેણી | બીજી શ્રેણી | ત્રીજી શ્રેણી |
|---|---|---|
| ૧ શ્રી ઋષભદેવ | ૧ અર્જુનમાળી | ૧ શ્રી ભદ્રબાહુ સ્વા |
| ૨ નેમ-રાજુલ | ૨ ચક્રવર્તી સનતકુમાર | ૨ શ્રી હેમચંદ્રાચાર્ |
| ૩ શ્રી પાર્શ્વનાથ | ૩ ગણધર શ્રી ગૌતમ-સ્વામી | ૩ શ્રી હરિભદ્રસૂરિ |
| ૪ પ્રભુ મહાવીર | ૪ ભરતબાહુબલિ | ૪ શ્રી સિદ્ધસેન દિ |
| ૫ વીર ધન્નો | ૫ આર્દ્રકુમાર | ૫ શ્રી બપ્પભટ્ટ સૂ |
| ૬ મહાત્મા દૃઢપ્રહારી | ૬ મહારાજા શ્રેણિક | ૬ શ્રી હીરવિજય સૂ |
| ૭ અભયકુમાર | ૭ વીર ભામાશાહ | ૭ ઉપાધ્યાય શ્રી યશોવિજયજી |
| ૮ રાણી ચેલણા | ૮ મહામંત્રી ઉદાયન | ૮ મહા સતી સીતા |
| ૯ ચંદનબાળા | ૯ મહાસતી અંજના | ૯ દ્રૌપદી |
| ૧૦ ઇલાચીકુમાર | ૧૦ રાજર્ષિ પ્રસન્નચંદ્ર | ૧૦ નળ દમયંતી |
| ૧૧ જંબુસ્વામી | ૧૧ મયણરેહા | ૧૧ મૃગાવતી |
| ૧૨ અમરકુમાર | ૧૨ ચંદન મલયાગિરિ | ૧૨ સતી નર્મદા |
| ૧૩ શ્રીપાળ | ૧૩ કાન કઠિયારો | ૧૩ ધન્ય અહિંસા |
| ૧૪ મહારાજા કુમારપાળ | ૧૪ મુનિશ્રી હરિકેશ | ૧૪ સત્યનો જય |
| ૧૫ પેથડકુમાર | ૧૫ કપિલ મુનિ | ૧૫ અસ્તેયનો મહિમા |
| ૧૬ વિમળશાહ | ૧૬ સેવામૂર્તિ નંદિષેણ | ૧૬ સાચો શણગાર-શીલ |
| ૧૭ વસ્તુપાળ-તેજપાળ | ૧૭ શ્રીસ્થૂલિભદ્ર | ૧૭ સુખની ચાવી યાને સંતોષ |
| ૧૮ ખેમો દેદરાણી | ૧૮ મહારાજા સંપ્રતિ | ૧૮ જૈન તીર્થોનો પરિચય ભા. ૧ લો. |
| ૧૯ જગડુશાહ | ૧૯ પ્રભુ મહાવીરના દશ શ્રાવકો | ૧૯ જૈન તીર્થોનો પરિચય ભા. ૨ જો. |
| ૨૦ ધર્મ માટે પ્રાણ આપનાર મહાત્માઓ | ૨૦ સ્વાધ્યાય | ૨૦ જૈન સાહિત્યની ડાયરી |

દરેક સેટની કિંમત રૂ. દોઢ તથા વી. પી. પોસ્ટેજ છ આના.

બીજાં પુસ્તકો માટે સૂચિપત્ર મંગાવો—

**ચિત્રકાર ધીરજલાલ ટોકરશી શાહ**

રાયપુર, હવેલીની પોળ : **અમદાવાદ.**